ન બનતાં ભરૂચમાં શ્રી નર્મદાજી જેવા પવિત્ર ગંગાજીમાં પધરાવવાને સ્વામીજીની ભક્ત મંડળીનો નિશ્ચય થયો. સ્વામીજીના મૃતદેહને અમદાવાદથી ભરૂચ લઈ જવાની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવ્યાની વાત ભરૂચમાં ફેલાઈ ગઈ. સ્વામીજીના મૃત દેહને બરફની પેટીમાં રાખીને અમદાવાદથી મોટરોમાં નડીઆદ ગયા. અને ત્યાંથી સ્વામી શ્રી કૃષ્ણાનંદજી મહારાજ જાણીતા મીલ માલીકો, સદ્‌ગૃહસ્થો અને ભક્તમંડળી સાથે ભરૂચ જઈ પહોંચ્યા. ભરૂચમાં પણ અગાઉથી ખબર પડવાથી હજારોની સંખ્યામાં ધાર્મિક હિન્દુજનતા એકત્ર થઈ ગઈ હતી. બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રી જયેન્દ્રપુરીજીના મૃતદેહને પૂલ પાસે દશાનના આરે લાવવામાં આવ્યો. મૃત દેહવાળી બરફ ભરેલી પેટી ખોલતાં મહારાજશ્રીને ઓઢાડેલી ચાદર કોરી નીકળ્યાનું કહે છે. ભરૂચની ધાર્મિક જનતા મહારાજશ્રીના મૃતદેહનાં અંતિમ દર્શન કરવાને ભાગ્યશાળી થઈ. સામે કીનારેથી સ્વામી હંસદેવજી પધાર્યા હતા. અભિષેકાદિ અંતિમ ક્રિયા કરાયા પછી તેઓશ્રીને પવિત્ર નર્મદાજીમાં સમાધિસ્થ કરવામાં આવ્યા હતા.

**સ્વામીજી માટે શોક સભાઓ અને ઉદ્‌ગારો.**

પ્રાતઃસ્મરણીય શ્રી ૧૦૮ સ્વામી જયેન્દ્રપુરીજી મહારાજ તો જીવન્મુક્ત હતા. પરંતુ તેઓશ્રીના બ્રહ્મલીન થવાના સમાચાર કાશી, હરિદ્વાર, મુંબઈ, કલકત્તા લાહોર, અમૃતસર, ચંપારણ્ય, ખંભાત, પેટલાદ, જુનાગઢ, જામનગર, ભાવનગર આદિ સ્થળોએ દેશભરમાં ફેલાઈ જતાં સ્થળે સ્થળે શોક સભાઓ થઈ. એક વીતરાગી મહાન્ મંડલેશ્વરના બ્રહ્મલીન થવાથી દેશની ધાર્મિક હિન્દુ સમાજને ભારે ન પુરાય તેવી ખોટ પડી તે સંબંધી મહારાજશ્રીના માટે સભાઓ ભરીને તેમ જ વ્યક્તિગત રીતે જે લાગણી અને ઉદ્‌ગાર વ્યક્ત કરવામાં આવ્યા તેમાંના થોડાક નીચે આપવામાં આવે છે.

અમદાવાદનાં—જાણીતા મીલમાલીક શેઠ ચીમનલાલ ગીરધરદાસ પારેખના અધ્યક્ષપદે ટાઉનહૉલમાં મોટી સભા મળી હતી. જેમાં મીલ માલીકો, જાણીતા નાગરીકો, વિદ્વાનો અને સ્વામી વિદ્યાનંદજી મહારાજ મંડલેશ્વર પધાર્યા હતા. તેમાં મંડલેશ્વર જયેન્દ્રપુરીજી મહારાજના બ્રહ્મીભૂત થવાથી ન પુરાય તેવી ભારે ખોટ પડી છે એ મતલબનો ઠરાવ પસાર થયો હતો.

× × × ×

કાશીમાં—અપારનાથમઠ સન્યાસિ સંસ્કૃત કૉલેજમાં તા૦ ૨૨-૮-૪૧ ના રોજ સ્વામી શ્રી કલ્યાણાનંદજીના અધ્યક્ષપદે સભા મળી હતી. તેમાં જણા-

વવામાં આવ્યું:—સંસાર સંયોગ વિયોગનું જ સ્થાન છે. તો પણ સમય સમય ઉપર મહાન્ પુરૂષોનું વિયોગજન્ય દુઃખ થવું અનિવાર્ય છે. આજે એવો જ અવસર કાશી વિદ્વત્ સમાજ આગળ આવ્યો છે. સન્યાસ મંડળના પ્રધાન નાયક, સનાતન ધર્મનો પ્રચાર કરનાર, બ્રહ્મવિદ્યાના મહાન્ પ્રચારક, દર્શન-શાસ્ત્રના અપૂર્વ વિદ્વાન્ શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી ૧૦૮ સ્વામી જયેન્દ્રપુરીજી મહારાજ મંડલેશ્વર આપણને દુઃખ સાગરમાં નિમગ્ન કરી બ્રહ્મીભૂત થયા છે. તેઓશ્રીના વિયોગથી આજ કાશી વિદ્વત્ સમાજ તથા સન્યાસી મંડલ શોકમગ્ન છે. બીજી સભા તા૦ ૨૩-૮-૪૧ ના રોજ ટાઉનહૉલમાં શ્રી મિશ્રજીના સભાપતિત્વમાં થઈ હતી. તેમાં ઉપરની મતલબના ઉદ્ગારો શ્રી ગોપાલશાસ્ત્રી દર્શન કેસરી વિગેરે વિદ્વાન્ પંડિતો અને શાસ્ત્રીઓએ કાઢ્યા હતા.

× × × ×

કલકત્તામાં—તા૦ ૨૪-૮-૪૧ ના રોજ મહામહોપાધ્યાય પંડિત પ્રવર શ્રી અનંતકૃષ્ણજી શાસ્ત્રી મહોદયના સભાપતિત્વમાં સભા થઈ હતી. તેમાં જણાવવામાં આવ્યું—શ્રૃતિ, સ્મૃતિ, પુરાણોક્ત સનાતનધર્મના રક્ષક શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ શ્રી મત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય પ્રાતઃસ્મરણીય પરમપૂજ્ય શ્રી ૧૦૮ મહામંડલેશ્વર સ્વામી જયેન્દ્રપુરીજી મહારાજ દશમો રવિવારે ગુજરાત પ્રાન્તના અમદાવાદ નગરમાં આ માનવ યાત્રા પુરી કરી બ્રહ્મલીન થયા છે. આચાર્ય ચરણે જે સનાતન ધર્મની સેવા કરી છે, તેથી આજ આખો ભારતવર્ષ તેઓશ્રીનો ઋણી છે.

× × × ×

હરિદ્વારમાં—ઋષિકુલ આશ્રમવાસીઓએ દુઃખદ સમાચાર જાણી જણાવ્યું; શ્રી સ્વામીજી મહારાજના મૃત્યુથી એક યોગ્ય વિદ્વાન્ વીતરાગી સન્યાસીનું સ્થાન ખાલી પડયું. તેઓ બ્રહ્મજ્ઞાની હતા અને બ્રહ્મલીન થઈ ગયા. તેઓશ્રીએ દેશ અને ધર્મને માટે જે સેવાઓ કરી છે તે માટે અમે ભક્તિપૂર્વક અમારી શ્રદ્ધાંજલી અર્પણ કરીએ છીએ. અમને વિશ્વાસપૂર્વક આશા છે કે તેઓશ્રીના યોગ્ય ઉત્તરાધિકારી ધર્મ અને દેશ સેવામાં તેઓશ્રીનું અનુકરણ કરશે.

× × × ×

પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી ૧૦૮ મંડલેશ્વર સ્વામી મહેશ્વરાનંદજી મહારાજે જણાવ્યું: સમાચાર જાણી ઘણો આઘાત થયો. બધા મહાત્માઓ

ઘણા દુઃખી થયા. પરિવ્રાજક આકાશનો એક સૂર્ય અસ્ત થઇ ગયો. પરંતુ ભગવદ્ ઇચ્છા આગળ શું થઈ શકે છે ?

પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી ૧૦૮ સ્વામી કૃષ્ણાનંદજી મહારાજ મંડલેશ્વરે ઉદ્ગાર પ્રકટ કર્યા; "મારે માટે તો પૂજ્ય મંડલેશ્વરજી સર્વસ્વ હતા. તમામ મંડલેશ્વરોની તેઓથી શોભા હતી. તેઓશ્રીની વિદ્વત્તા, ઉદારતા અને સાધુતાએ સન્યાસિઓની પ્રતિષ્ઠાને ઘણા ઉચ્ચ દરજ્જે પહોંચાડી. જો કદી બધા મંડલેશ્વરો મળીને ત્રાજવાના એક પલ્લામાં બેસી જાય અને મંડલેશ્વર જયેન્દ્રપુરીજીને બીજા પલ્લામાં બેસાડવામાં આવત તો તેઓ શ્રીનું ત્રાજવુ ભારે રહેત. એવા અલૌકિક પુરૂષના બ્રહ્મલીન થવાથી સમસ્ત સંસારને ભારે હાનિ થઈ છે."

× × × ×

પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી નૃસિંહગિરિજી મહારાજ મંડલેશ્વરે જણાવ્યુંઃ સમાચાર સાંભળીને વજ્રાઘાત થયો. મને તો તેઓ શ્રીનો આશ્રય હતો.

× × × ×

પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી ૧૦૮ સ્વામી વિષ્ણુદેવાનંદજીએ શોકાન્જલી અર્પતાં જણાવ્યુંઃ પરમ પૂજ્ય મંડલેશ્વરજી મહારાજના ચાલી જવાથી સન્યાસી જગત સુનું થઈ ગયું છે.

× × × ×

આ ઉપરાંત પ્રાતઃસ્મરણીય મહારાજ શ્રી જયેન્દ્રપુરીજીની વિદ્વતા અને સર્વગુણ સંપન્નતાને લેઇને તેઓશ્રીના બ્રહ્મલીન થયા પછી સાધુ મહાત્માઓ મંડલેશ્વરો અને ભક્તોએ એવા ઉદ્ગારો કાઢયા છે કે તેમના જેવા મંડલેશ્વર થયા નથી અને ભવિષ્યમાં થશે ત્યારે.

શ્રી ૧૦૮ સ્વામી જયેન્દ્રપુરીજી મહારાજ મંડલેશ્વરના બ્રહ્મલીન થવાથી વિવિધ સ્થળના વિદ્વાનો મહાત્માઓ અને મંડલેશ્વરોના ઉદ્ગારો જોતાં સ્પષ્ટ જણાઈ આવે છે કે બ્રહ્મવિદ્યાવારિધિ મંડલેશ્વર સમ્રાટ સ્વામી જયેન્દ્રપુરીજી મહારાજે સનાતન ધર્મના રક્ષક અને પ્રચારક તરીકે તથા બ્રહ્મવિદ્યાના પ્રચારક તરીકે સનાતનધર્મની મહાન સેવા કરી છે. તેઓ વિદ્વાનો સાધુ, સન્યાસિ મહાત્માઓ અને મંડલેશ્વરોમાં આકાશમાં એક ચમકતા સૂર્યની પેઠે તેજસ્વી અને મંડલેશ્વરોની શોભારૂપ હતા. વિદ્વત્તા, ઉદારતા અને સાધુતામાં તેઓશ્રીનું સ્થાન અતિ ઉચ્ચ હતું. આ વીરાગી મહાપુરુષના બ્રહ્મલીન થવાથી સન્યાસી

જગત સૂનું થઈ ગયું છે. મંડલેશ્વરોને પણ આઘાત લાગ્યો છે. મંડલેશ્વરોમાં તેમના જેવા અલૌકિક પુરુષના બ્રહ્મલીન થવાથી ન પુરાય તેવી ખોટ પડી છે અને સમસ્ત સંસારને ભારે હાનિ થઈ છે.

## બ્રાહ્મણોની ચોરાસી-બ્રહ્મભોજન.

સ્વામીજી તો જીવન્મુક્ત દશા ભોગવતા હતા. પરંતુ તેઓશ્રીને ઉચીત ષોડષી ક્રિયા સાધુ મહાત્માઓને ભોજન વસ્ત્રાદિ દાન કાશીમાં સારી રીતે કરવામાં આવ્યાં હતાં. અને અમદાવાદમાં પણ અમદાવાદની આસપાસના તમામ બ્રાહ્મણોનું બ્રહ્મભોજન થાય તો સારૂ એવી લોકોની ઈચ્છા થવાથી તેમના જાણીતા ભક્તોના સુપ્રયાસથી બ્રાહ્મણોની ચોરાસી સંવત ૧૯૯૮ ના માહ માસમાં મંડલેશ્વર શ્રી કૃષ્ણાનંદજી મહારાજની અધ્યક્ષતામાં કરવામાં આવી હતી. નિલકંઠ વિગેરેના સાધુ મહાત્માને પણ ભોજન અપાચુ હતુ. તેના અંગે રખાયેલી પાટમાં ઘણા શ્રીમાલીકો, શ્રીમાનો અને વિદ્વાનો, સાધુ મહાત્માઓ, શ્રી નીલકંઠના મહંત શ્રી જગન્નાથજીના મહંત શ્રી નૃસિંહદાસજી વિગેરેએ પધારી શોભામાં અભિવૃદ્ધિ કરી હતી. મહંતો અને વિદ્વાનોએ શ્રી ૧૦૮ સ્વામી જયેન્દ્રપુરીજીની પ્રશંસા કરી હતી અને વર્તમાન મંડલેશ્વર સ્વામી શ્રી કૃષ્ણાનંદજી મહારાજને આશિર્વાદ અને ભેટ વિગેરે આપવામાં આવ્યાં હતાં. આ મહાન્ પ્રસંગ સર્વના સુપ્રયાસથી શાંતિપૂર્વક થવા પામ્યો હતો.

## મંડલેશ્વર સ્વામીજીનાં સ્મારકો

કાશીમાં—શ્રી ૧૦૮ સ્વામી જયેન્દ્રપુરીજી મહારાજ મંડલેશ્વરે ગોવિંદ મઠની ગાદી ઉપર આવ્યા પછી સિદ્ધ બાબા અપારનાથ મઠમાં સન્યાસિ સંસ્કૃત પાઠશાળાને સન્યાસિ સંસ્કૃત કોલેજ બનાવી છે. જેમાં વિદ્યાર્થીઓ સાધુ મહાત્માઓ વિદ્વાન્ પંડિતો પાસે અધ્યયન કરે છે. આ કોલેજ અંગે એક છાત્રાલય તેમ જ બીજું એક મળી બે છાત્રાલય તથા શ્રી કાશી વિશ્વનાથ ઔષધાલય વાક્ પ્રવર્ધની સભા તથા શ્રી કાશી વિશ્વનાથ પુસ્તકાલય ચાલે છે. ૐ નમઃ શિવાય મંત્ર કોષ છે. કાશીમાં ગોવિંદમઠમાં શિવ પંચાયતન જયેંદ્રેશ્વર મહાદેવની સ્થાપના અને શિવપુર (ચુપ્પેપુર) માં. શ્રીદ્વાદશ જયોતિઃ લીંગ મંદિરની પ્રતિષ્ઠાથી સ્થાપના કયારનીયે થઈ છે.

અમદાવાદમાં—શ્રી ૧૦૮ સ્વામી જયેન્દ્રપુરીજી મહારાજ મંડલેશ્વરની પ્રેરણાથી શેઠ મોતીલાલ હીરાભાઈ અને શેઠ બાલાભાઈ દીજવલ્લભદાસની સલાહથી શેઠ શ્રી છોટાલાલ હીરાચંદ એલીસબ્રીજમાં વેદાન્તની કથા સારૂ

પોતાનો આશરે દોઢ લાખ રૂપીયાની કિંમતનો બંગલો સ્વામીજીને અર્પણ કર્યો અને તેમાં દશનામ સન્યાસ આશ્રમની સ્થાપના સ્વામીજીએ કરી છે. જેમાં આજે ઉપનિષદ્, ગીતા, પંચદશી, મહાભારત અને યોગદર્શન વિગેરેની કથા રોજ સાંજના થાય છે.

કાશી વિશ્વનાથ સંસ્કૃત મહાવિદ્યાલયની સ્થાપના સ્વામીજીએ પ્રથમ રૂ૦ ૬૭૨૭) વિદ્યાલયને અર્પણ કરીને કરી છે. જેમાં સ્વ૦ શેઠ શ્રી મોતીલાલ હીરાભાઈના રૂ૦ ૨૫૦૦૦) ની મદદ ઉપરાંત અનેક ભક્તોએ સારી મદદ કરી છે. આથી અમદાવાદના જ નહિ પરંતુ ગુજરાત કાઠીયાવાડના વિદ્યાર્થીઓને સંસ્કૃત ભાષાના ગ્રંથોનું જ્ઞાન મેળવવાને આર્થીક મદદ કરી મહાન્ ઉપકાર કર્યો છે. વળી આ અંગે કાશી વિશ્વનાથ પુસ્તકાલય કે જેની શરૂઆત બ્રહ્મ-ચારી ધર્મદત્તજી તથા સ્વામી કૃષ્ણાનંદજીએ પ્રથમ પુસ્તકો અર્પણ કરી સ્થાપન કર્યું છે. જે વિદ્યાર્થીઓને ઘણું ઉપયોગી થઈ પડયું છે. આ ઉપરાંત વિદ્યાર્થીઓ અને લોકોને દવા આપવા સારૂ શ્રી કાશી વિશ્વનાથ ઔષધાલય સ્વામીજીની પ્રેરણાથી શ્રી ગણુપતરામ મહાદેવીઆ ડૉકટરે તા૦ ૨૦ માહે નવે-મ્બર સને ૧૯૩૬ ના રોજથી શરૂ કરેલું આજે ડૉકટર મૂળશંકર નરસિંહલાલ શુકલ ઘણી સારી રીતે ચલાવી રહ્યા છે; જેનો ઘણા લાભ લે છે તે ઔષધાલયની ઉપયોગીતા બતાવે છે.

સન્યાસ આશ્રમમાં બ્રહ્મલીન સ્વામીજીની પ્રેરણા અને સ્વર્ગસ્થ શેઠ શ્રી બાલાભાઈ વ્રીજવલ્લભદાસની શુભેચ્છાથી શ્રી બાલકાશીવિશ્વનાથ મંદિરની સ્થાપના કરી તેમાં લક્ષ્મીનારાયણ, સૂર્યભગવાન, પાર્વતી, ગણુપતિ, મહાદેવ, ભુવનેશ્વરી માતા, નંદી, હનુમાનાદિ પંચાયતન દેવતાની મૂર્તિઓને બનાવરાવીને પ્રાણ પ્રતિષ્ઠા કરાવી સ્વ૦ બાલાભાઈના સ્મારકરૂપે બનાવીને તેમના પૂત્રો શેઠ ભોગીલાલ બાલાભાઈ વિગેરેએ સંવત ૧૯૯૯ ના જેઠ સુદ ૧૩ ને બુધવારે સન્યાસ આશ્રમને અર્પણ કરેલ છે. જેમાં આશરે દસ હજાર ઉપરાંત ખર્ચવામાં આવ્યા છે.

શ્રીયુત છબીલરાય બળવંતરાય ઈનામદારે પોતાના પૂત્ર મહેન્દ્રકુમારના સ્મરણાર્થે સંવત ૧૯૯૯ માં આસો સુદ ૧૦ ના રોજ શ્રી ૧૦૮ સ્વામી જયેન્દ્ર-પુરીજી મહારાજ મંડલેશ્વરની ભવ્ય મૂર્તિ પ્રાણ પ્રતિષ્ઠા કરાવીને મંદિરમાં પેસતાં સામે બાજુમાં સ્થાપન કરાવી છે.

ભરૂચમાં—શ્રી નર્મદાજીના પવિત્ર તટ ઉપર પૂલ પાસે દશાનના આરે સાણુંદ સંસ્થાન તથા કોઠ સ્ટેટના નામદાર મહારાણા શ્રી ઠાકોર સાહેબ

શ્રી જયવંતસિંહજી રણમલસિંહજીનાં ગંગા સ્વરૂપ માતુશ્રી બા શ્રી હીરાબા સાહેબાએ પોતાના ગુરૂ મહારાજ શ્રી મહામંડલેશ્વર શ્રી જયેન્દ્રપુરીજી મહારાજે સંવત ૧૯૯૭ ના શ્રાવણ વદ ૧૨ ને દિવસે નર્મદાજીમાં સમાધી લીધી તેમના પૂણ્ય સ્મરણાર્થે મંદિર બંધાવી તેમાં જયેન્દ્રેશ્વર મહાદેવ અને પોતાના ગુરૂ મંડલેશ્વર શ્રી જયેન્દ્રપુરીજીની પ્રતિમાની પ્રતિષ્ઠા સંવત ૧૯૯૯ ના વૈશાખ સુદ ૩ ને શુક્રવાર તા૦ ૭-૫-૧૯૪૩ ના રોજ કરવામાં આવી છે. આ શિવ પંચાયતન મંદિરમાં શંકર, વિષ્ણુ, ગણેશ, સૂર્ય, પાર્વતીની મૂર્તિઓની સ્થાપના ઉપરાંત શ્રી ૧૦૮ સ્વામી જયેન્દ્રપુરીજી મહારાજ મંડલેશ્વરની ભવ્ય મૂર્તિની સ્થાપના સ્વામી કૃષ્ણાનંદજી મહારાજની અધ્યક્ષતામાં ભારે સમારોહ સાથે કરવામાં આવી છે. આમાં આશરે પંદર હજાર ખર્ચવામાં આવ્યા છે.

વળી અમદાવાદમાં સરસપુરવાળા શેઠ શ્રી મંગળદાસ હરગોવનદાસ પટેલ કે જેમણે પોતાનાં ધર્મપત્નિ શ્રી ચંદ્રિકા બ્હેનના કહેવાથી અમદાવાદના સંન્યાસ આશ્રમમાં નીચેનો વિશાળ હોલ આશરે દસ હજાર રૂપીયાના ખરચે રીપેર કરાવી બંધાવ્યો છે. તેમના તરફથી ભરૂચમાં પણ સાધુ સન્યાસીઓના ઉપયોગ માટે સ્વામી શ્રી કૃષ્ણાનંદજી મહારાજની પ્રેરણાથી આશરે પંદર હજારના ખરચે અશોક આશ્રમ બંધાઈ રહ્યો છે. તેમની તરફથી આશ્રમના નિભાવના ખર્ચ સારૂ માસિક રૂ૦ ૭૫) ની વ્યવસ્થા પણ કરવામાં આવી છે.

આ ઉપરાંત ગૃહસ્થોને ઉતરવા સારૂ એક મેડાબંધી બ્લૉક કેટલાક સદ્ગૃહસ્થો તરફથી બંધાઈ રહ્યો છે.

ઉપરની હકીકતથી સાબીત થાય છે કે કાશીમાં ગોવિંદમઠની સંસ્થાઓ, અમદાવાદમાં સન્યાસ આશ્રમમાં આવેલા સન્યાસ આશ્રમ, કાશી વિશ્વનાથ સંસ્કૃત મહાવિદ્યાલય, પુસ્તકાલય, ઔષધાલય અને બાલકાશી વિશ્વનાથ મંદિરાદિ તથા ભરૂચમાં બંધાયેલા શ્રીજયેન્દ્રેશ્વર મહાદેવ અને અશોક આશ્રમાદિ તમામ સંસ્થાઓ બ્રહ્મલીન શ્રી ૧૦૮ સ્વામી જયેન્દ્રપુરીજી મહારાજ મંડલેશ્વરની પ્રેરણા અને શુભેચ્છાથી કેટલીક તેઓશ્રીના વખતમાં અને બીજી કેટલીક તેમના બ્રહ્મલીન થયા પછી વર્તમાન શ્રી ૧૦૮ સ્વામી કૃષ્ણાનંદજી મહારાજ મંડલેશ્વરની પ્રેરણા અને પ્રભાવનાને લેઇને બ્રહ્મલીન સ્વામીજીના ભક્તો તરફથી થવા પામી છે. જે આજે બ્રહ્મલીન મંડલેશ્વર જયેન્દ્રપુરીજી મહારાજના ગૌરવ અને સ્મારક રૂપે છે.

## બ્રહ્મલીન સ્વામી જયેન્દ્રપુરીજી મંડલેશ્વરના
## ઉત્તરાધીકારી તરીકે સ્વામી શ્રી કૃષ્ણાનન્દજી મંડલેશ્વર.



બ્રહ્મલીન શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ શ્રી ૧૦૮ સ્વામી જયેન્દ્રપુરીજી મહારાજ મંડલેશ્વર કાશીથી અમદાવાદમાં પધાર્યાં અને દશનામ સન્યાસ આશ્રમ અને કાશી વિશ્વનાથ સંસ્કૃત મહાવિદ્યાલયની સ્થાપના કરી છે. તેઓ શ્રી અમદાવાદમાં વખતો વખત ચાતુર્માસાદિ સમયે પધારીને અમદાવાદની ધાર્મિક જનતાને ઉપનિષદ્દની કથા સંભળાવીને ભારે ઉપકાર કરતા હતા. આ દરમ્યાન એક સારા ઉત્તરાધિકારી તરીકે ગાદી ઉપર આવનાર એક વિશેષ ગુણાલંકૃત હોંશિયાર બુદ્ધિમાન અને વિદ્વાન્ શિષ્યની પસંદગી કરવાની હતી. મંડલેશ્વર સ્વામી જયેન્દ્રપુરીજી તેમની હયાતીના છેવટના દસ વરસ ઉપર નાશિકના કુંભમાં ગયા હતા ત્યાં હાલના મંડલેશ્વર શ્રીકૃષ્ણાનંદજી મહારાજનું પ્રથમ મળવું થયું હતું. ત્યાર બાદ સ્વામીજી મહારાજના વિશેષ સંબંધમાં આવતા રહ્યા હતા તેથી સ્વામી કૃષ્ણાનંદજી મહારાજશ્રીના વિશેષ કૃપાપાત્ર બન્યા હતા. અને મહારાજશ્રીના સમયમાં પણ આશ્રમના કામમાં ધ્યાન આપતા હતા. બ્રહ્મ-લીન મંડલેશ્વર સ્વામી જયેન્દ્રપુરીજીએ હાલના મંડલેશ્વર સ્વામી કૃષ્ણાનંદજી મહારાજના મસ્તક ઉપર પોતાના આશીર્વાદ અર્પતો વરદ હસ્ત રાખેલો ફોટો પણ પડાવ્યો છે. જે ફોટો અમદાવાદ સન્યાસ આશ્રમના ઉપરના વિશાળ હોલ-માં છે. સ્વામીજી સાથે અમારી અને સંઘવી નગીનદાસ પુરૂષોત્તમદાસની પ્રસંગોપાત વાતચીતોમાં આપના વખતમાં તો સૌ સારૂ છે. પરંતુ આપના પછી ઉત્તરાધિકારી તરીકે ગાદીએ આવે એવો કોઈ સારો શિષ્ય કરવો જોઇએ એમ વાત થતાં તેઓશ્રીએ કહેલું કે હાલ તો સ્વામી કૃષ્ણાનંદજી આશ્રમનું કામ સંભાળે છે પછી તો હરિની ઇચ્છા. આથી વર્તમાન મંડલેશ્વર કૃષ્ણાનંદજી મહારાજ ગાદી ઉપર આવે તેમ લાગતું હતું. અને છેવટે બન્યું પણ તેમજ. શ્રી ૧૦૮ સ્વામી જયેન્દ્રપુરીજી મહારાજ મંડલેશ્વર બ્રહ્મલીન થતાં કાશીની ગોવિંદ મઠની ગાદી ઉપર મંડલેશ્વર શ્રી જયેન્દ્રપુરીજી મહારાજના ઉત્તરાધિકારી તરીકે શ્રી ૧૦૮ સ્વામી કૃષ્ણાનંદજી મહારાજ મંડલેશ્વર વિદ્વાનો મહાત્માઓ અને સદગૃહસ્થોની ભક્ત મંડળીની સંમતીથી બીરાજ્યા છે. તેઓ બ્રહ્મલીન મંડલેશ્વર શ્રી જયેન્દ્રપુરીજીની કાર્ય પ્રણાલીને અનુસરીને કાશીની

ગોવિંદમઠની ગાદીની સંસ્થાઓની પોતાના પ્રભાવથી દિન પ્રતિદિન ઉન્નતિ કરો અને દેશમાં વેદાન્તની કથા સાથે સનાતનધર્મના પ્રચાર અને રક્ષાનાં કાર્યો ધાર્મિક જનતાના શ્રેયાર્થે કરવા સદા તત્પર રહો. એવી પરમાત્મા પ્રત્યે નમ્ર પ્રાર્થના સાથે આ શ્રી ૧૦૮ સ્વામી જયેન્દ્રપુરીજી મહારાજ મંડલેશ્વરના જીવનચરિત્ર અને તેઓશ્રીના કાર્યને લગતા આ લેખની અત્રે સમાપ્તિ કરવામાં આવે છે.

* ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ. *



## श्री १०८ स्वामी जयेन्द्रपुरी जी महाराज की संगमरमर की भव्य प्रतिमा



ॐ साङ्गैः सम्पूर्णवेदैर्मुनिभिरभिहितैर्दर्शनैश्चान्यतन्त्रैः ।
सार्धं श्रीशारदाम्बा कमलभवसुता यस्य जिह्वाग्रभागे ॥
मोदान्नृत्यङ्करोति प्रसभमविरतं सत्यलोकं विहाय ।
पायाच्छ्रीसद्यतीन्द्रः सकलनियमिनामग्रणीः श्रीजयेन्द्रः ॥ १ ॥

यह मंदिर और भव्य प्रतिमा जयपुर के प्रसिद्ध कारीगर से छबिलभाई बलवन्तराय जी ने निज व्यय से बनवा तथा प्रतिष्ठा कर संन्यास—आश्रम को अर्पण किया ।

# અમદાવાદના આંગણે મહારાજશ્રીનું આગમન

( લેખક—પ્રવીણકુમાર છબીલરાય ઈનામદાર. )

શ્રીમત પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી ૧૦૦૮ સ્વામી શ્રી જયેન્દ્રપુરીજી મહારાજ મહામંડલેશ્વરના ચરણારવિંદમાં તેઓશ્રીનાં યાદદાસ્ત સંસ્મરણોઃ–

अखंड मंगलाकारम् व्याप्तं येन चराचरम् ।
तत पदं दर्शितं येन तस्मै श्री गुरवे नमः ॥

એક વખત મારા હાથમાં રામકૃષ્ણપરમહંસ, શ્રીમદ્ શંકરાચાર્ય અને વિવેકાનંદ જેવા મહાન પુરુષોનાં જીવન ચરિત્રો વાંચવામાં આવતાં કર્તવ્યનું સંસ્મરણ કરતાં મને મહારાજશ્રીના જીવનનો દીપક પ્રજાની અંદર પ્રગટાવવાનો વિચાર થયો અને તેઓશ્રીની પ્રેરણાથી તે દીપક પ્રગટાવવાની અંદર મારા હાથને જે શક્તિ આપી છે તેથી હું તેઓશ્રીનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો જ છે. પ્રથમ મારા પિતાશ્રી લગભગ ૧૯૯૦ ની સાલમાં તેઓશ્રીની સાથે સંપર્કમાં આવ્યા. ગુરુપૂર્ણિમાને દિવસે મારા પિતાજી તેમના મિત્રો સાથે ફરતા ફરતા 'મોતીબાગ' તરફ ગયા તે વખતે મહારાજશ્રીનું પ્રવચન થઈ રહ્યું હતું. તેઓશ્રીની વાણી અમૃત ભરેલી અને લોકોના માનસને જીતનારી હોવાથી તેઓશ્રીએ મારા પિતાજીનું માનસ જીતી લીધું. મારા પિતાજીએ "નિયમિત રીતે દરરોજ પ્રવચનમાં આવીશ" એવો જ્યારે નિશ્ચય કર્યો તેની સાથે તેમણે ચમત્કાર અનુભવ્યો અને હવેથી નિયમિત રીતે પ્રવચન સાંભળવા જવાનો ક્રમ થઈ પડ્યો.

મહારાજશ્રીને આમંત્રણ.

પ્રથમ મારા યજ્ઞોપવિત સંસ્કાર ઉપર ૧૯૯૨ ની સાલમાં વૈશાખ મહિનામાં મહારાજશ્રીને આવવા આમંત્રણ મોકલવામાં આવ્યું અને તેઓશ્રી આમંત્રણ સ્વીકારી અમદાવાદ પધાર્યા. આ પ્રસંગ ઉપર મહોલ્લાની અંદર હજારો માણસોનું ટોળું જેમ કીડીઓ દરમાંથી ઉભરાય તેમ ઉભરાઇ ગયું અને લોકોની મેદની તેઓશ્રીના દર્શનાર્થે મળી અને પોતાના દર્શનનો અમુલ્ય લાભ આપી પોતાની અમૃત વાણીનો પ્રસાદ બધાને ચખાડ્યો અને દરેકના ગૃહમાં જઇને તેમને પવિત્ર કરી નાખ્યા.

ભાઈશ્રી માર્કંડેયરાયનું શોકજનક અવસાન.

તેઓશ્રીનો સ્વભાવ નાના બાળક જેવો લોકોને ચાહનારો અને નિષ્કલંકિત હતો અને મોટા માણસ તરીકે, મહાન વ્યક્તિ તરીકે મોન અને ગંભીર

મુદ્રાવાળો હતો. તેઓ શ્રી વૈશાખ માસના આવેલા કાર્તક મહીના સુધી અમદાવાદ રોકાયા. તેઓશ્રીએ બાકી રહેલી દ્વારકાની જાત્રા પુરી કરવાનો નિશ્ચય કર્યો. દ્વારકાની યાત્રાપુરી કર્યા બાદ તેઓશ્રીએ પોતાના શિષ્ય કૃષ્ણાનંદજી મહારાજ પાસેથી સાંભળ્યું કે છબીલભાઇના પુત્ર માર્કંન્ડરાયનું શોકજનક અવસાન થયું છે અને તેઓશ્રી ઊપર એકાએક વાદળ તૂટી પડયું હોય એમ લાગ્યું, તેથી અમદાવાદ નહિ ઉતરતાં સીધા ધોળકા ગયા અને ત્યાં નિવાસ કર્યો અને બાબતની ખબર અમદાવાદના પ્રતિષ્ઠિત માણસોને પડતાં તેઓ તેઓ શ્રીની પાસે ગયા. ત્યાં મારા પિતાશ્રીનું મુખારવિંદ ફીકકું પડી જવાથી તેમને સંતોષ આપવા ઉપદેશ કર્યો ત્યાં અમદાવાદથી આવેલા સદ્‌ગૃહસ્થોના આગ્રહથી તેઓ એક દિવસ માટે અમદાવાદ પધાર્યા. તેઓશ્રી મારા ભાઇના સ્વર્ગવાસથી વાકેફ હતા. તે વખતે ફક્ત મારા ભાઇનો સ્વર્ગવાસ થયે એક જ માસ થયો હતો.

મહારાજશ્રી અમદાવાદમાં એક દિવસ માટે પધાર્યા છે એવી જાણ થતાં લાખોની સંખ્યામાં લોકોનાં ટોળેટોળાં તેઓશ્રીનું પ્રવચન સાંભળવા આવવા લાગ્યાં.

સાંજનો વખત હતો વાદળ ચોકખું હતું જનસમૂહ શાંત થઈ ગયો હતો, ત્યાંનું વાતાવરણ પણ ઘણું શાંત હતું અને લોકો મહારાજશ્રીનાં ઝરતાં અમૃત વાકયો સાંભળવાને આતુર હોય એમ લાગતું હતું.

### વરસાદનો ચમત્કાર

૧૯૯૫ની સાલમાં ચાતુર્માસ માટે એક ભક્તના બોલાવવાથી તેઓશ્રી અમદાવાદમાં પધાર્યા, તે વખતે અમદાવાદમાં ચોમાસું બેસી ગયા છતાં વરસાદ પડયો નહિ. કિન્તુ એકલા અમદાવાદમાં જ નહિ પણ ઘણાખરાં મોટાં શહેરોમાં અને ગામડાઓમાં પણ વરસાદ નહોતો.

મેઘરાજાની પધરામણી કરવા ગુજરાતના લોકોએ જપ, તપ, યજ્ઞ અને દાન શરૂ કર્યાં છતાં પણ મેઘરાજાની પધરામણી થઈ નહિ.

એક દિવસ મહારાજશ્રીનો ભંડારી જ્યારે બહાર ફરવા જતો હતો. તેવામાં આશ્રમની બહાર નીકળતાં, એક કસાઇના હાથે ગૌ માતા ધ્રસડાતી લઈ જતી જોવામાં આવી ત્યારે ભંડારીએ તે કસાઇને પુછ્યું કે તું આ ગૌ માતાને કયાં લઈ જાય છે. તો તેણે જવાબ આપ્યો કે કસાઈખાનામાં તેને વેચવા લઈ જાઉં છું. આથી તેણે ગાયને છોડાવવાનો વિચાર કર્યો અને કસાઇને આઠ દશ આનાના પૈસા આપી ગૌ માતાને કોઠાર આગળ બાંધી. કયાંનું

પ્રવચન સમાપ્ત થયા પછી જ્યારે મહારાજશ્રી પોતાના ખંડમાં જતા હતા. તેવામાં તેઓશ્રીની દૃષ્ટિ આ ગૌ માતા ઊપર પડી ત્યારે તેઓશ્રીનું હૃદય દ્રવી ગયું. અને ત્યારથી પોતાના મનને બેચેની લાગવા માંડી કરણુ કે તેઓશ્રીના મનને દરેક આત્મા સરખા જ હતા.

બીજે દિવસે આશ્રમની અંદર જે હોજ હતો, તે ગંગાજીના પાણીથી ભરી દેવામાં આવ્યો. અને તે હોજની અંદર અલૌકિક શંકરનું બાણુ મુકવામાં આવ્યું. દરરોજ પરોઢીયાના ૩ વાગે મહારાજશ્રી તે બાણુને સ્નાન કરાવતા હતા. અને ચોવીસે કલાક તે બાણુને હોજની અંદર મુકી રાખવામાં આવતું હતું. આ પ્રમાણે કરવાનું કારણ એટલું જ હતું કે તેઓશ્રી વરસાદ સારા હિંદુસ્તાનની આલમમાં લાવવા માગતા હતા. તેવામાં સરસપુરથી તેઓશ્રીની પધરામણી કરવાનું આમંત્રણ આપવા ભાવિક ભકતો આવ્યા, અને તે લોકોના આગ્રહથી તેઓશ્રી સરસપુર ગયા. પણ આ વખતે તેઓશ્રીનો આત્મા દુભાયા કરતો હતો. થોડા વખતમાં તેઓશ્રીએ પોતાના પરમ ભક્ત જીવણલાલ આશારામ પટેલને બોલાવવા મોકલ્યા. અને તેઓશ્રીએ તેમને કહ્યું કે તમે કાશી તાર કરી દો કે બે દિવસની અંદર કાશીના પ્રખર વિદ્વાનો સાથે ધર્માનંદજી આ તાર પહોંચે કે તરત જ અમદાવાદ આવવા નીકળી જાય. તેમણે મહારાજશ્રીનો આદેશ માથે ચઢાવીને ઉપર કહ્યા પ્રમાણે તાર કર્યો. તેથી ધર્માનંદજી અને પંડિતો આવી પહોંચ્યા. આ પરમાર્થ કરવા માટે જીવણલાલ આશારામ પટેલે પોતાનો હાથ લંબાવ્યો. પર્જન્ય ને મહારૂદ્ર યજ્ઞ કરવા માટે તેમણે તન, મન, અને ધનથી તે સમાપ્ત કરવાની જીજ્ઞાસા દર્શાવી અને યજ્ઞ કરવાની શરૂઆત કરી. છતાં વરસાદ તો ઝરમર ઝરમર પડવા લાગ્યો પણ આથી મહારાજશ્રીને સંતોષ થયો નહિં. સાંજના પુષ્પાંજલી વખતે તેઓશ્રીએ વિચાર કરવા માંડ્યો. આ વખતે બે પરમ ભક્તો તેઓશ્રીની પાસે બેઠા હતા. તે વખતે મહારાજશ્રીએ કુદરત સામે જોઇને ઉદ્ગાર્યું કે હે વરુણ દેવ! તારે પધરામણી કરવી છે કે નહિ. નહિ તો આ ભગવાં વસ્ત્રોને કોણ પૂજશે? અને તું પધરામણી નહિ કરે તો હું હવેથી વિશ્વનાથને ગંગાજીના પાણીમાં સ્નાન કરાવીશ જ નહિ.

આવાં દૃઢ વચનો મહારાજશ્રીના મુખારવિંદમાંથી નીકળતાં અને નીડર શ્રદ્ધા જોઇને વરસાદ મૂશળધાર વરસવા માંડ્યો. અમદાવાદ, સુરત, વડોદરા, ભરૂચ, મુંબઈ, ભાવનગર, જામનગર, કાઠિયાવાડ વિગેરે શહેરોમાંથી

તાર છુટ્યા કે વરસાદ મૂશળધાર વરસ્યો છે. આથી અમદાવાદની પ્રજાને અને જે શહેરના તેમ જ ગામડાના લોકોને તેઓશ્રીના ચમત્કાર વિષે જાણ થઈ તે બધાને મહારાજશ્રીની અંદર શ્રદ્ધા બેઠી અને લોકો ત્યાં સુધી કહેવા લાગ્યા કે આ મહાન વ્યક્તિ તો સાક્ષાત શંકર સ્વરૂપ છે. આથી તેમના દર્શનાર્થે લોકોની મેદની થવા લાગી. અને આ શહેરમાં તેઓશ્રીના નામનો વિજય ડંકો વાગ્યો તેમ જ આખા હિન્દુસ્તાન આલમમાં તેઓશ્રીની વાહવાહ બોલાવા લાગી. પૂર્ણાહુતિને દિવસે લોકો લાખોની સંખ્યામાં આવવા લાગ્યા. અને તેઓશ્રીના દર્શન માટે લોકોની ઠઠ જામી લોકો દેશ દેશથી તેઓશ્રીના દર્શન માટે પધાર્યા. ફીલ્મ પ્રોડયુસરો પણ તેમના દર્શનાર્થે આવવા લાગ્યા તે ભવ્ય પ્રસંગની ફોટોગ્રાફી લેવા તેમ જ મહારાજશ્રીની છબી લેવા ગુજરાતના ફોટોગ્રાફરોની મેદની જામી.

### જગન્નાથજીના મહારાજશ્રી તથા ગુરૂ મહારાજશ્રીનો ભેટો

એક બનાવ મારી યાદદાસ્તમાં આવે છે કે તેઓ નિરઅભિમાની અને અહંકાર રહિત મહાન પુરુષ હતા. જ્યારે જગન્નાથજીના મહારાજશ્રી પર્જન્ય અને મહારૂદ્રની પૂર્ણાહુતિને દિવસે તેઓશ્રીની મુલાકાતે આવ્યા ત્યારે મહારાજનો સત્કાર કરવા સામે ગયા અને એક બીજા ભેટયા તે વખતનો દેખાવ અવર્ણનીય હતો. આ બનાવ આપણને બતાવી આપે છે કે આ બંને મહાન પુરુષોની અંદર લેશમાત્ર પણ અભિમાન હતું જ નહિ. થોડા વખત પછી મહારાજશ્રી કાશી પાછા ફર્યા. અને અમદાવાદમાં બહુ શ્રમ પડવાથી તેઓશ્રીએ આરામ લેવાનો નિશ્ચય કર્યો. અને બે વર્ષ સુધી કોઈ પણ સ્થળે નહિ જવાનો નિશ્ચય કર્યો.

૧૯૯૭ આ પ્રમાણે નિશ્ચય કર્યા બાદ તેઓશ્રીએ મારા પિતાજી ઉપર પત્ર લખી જણાવ્યું કે હું કોઈ પણ ઉપાયે હવે અમદાવાદ આવીશ નહિ. તો મારા ઉપર કોઈ પણ જાતનું ત્યાં આવવાનું દબાણ કરશો નહિ. અને આટલો વખત મને આરામથી કાશીમાં રહેવા દો.

### ફરી મહારાજશ્રીને અમદાવાદનું આમંત્રણ

જ્યારે આ પત્રનો જવાબ નકારમાં આવવાથી જાણે થોડા વખત માટે કાળું વાદળ પોતાના મુખ ઉપર ફરી વળ્યું હોય એમ મારા પિતાજીને લાગ્યું. પણ પોતાના નિશ્ચયમાં ડગ્યા નહિ. અને અમે તે હિસાબે તેઓશ્રીને અમદાવાદમાં પધારવા માટે પત્ર લખી આમંત્રણ મોકલવાનો નિશ્ચય કર્યો, પોતાના મનને

શાંત કરી તેમણે મહારાજશ્રી ઉપર પત્ર લખવાનો નિશ્ચય કર્યો અને જાણે એક બીજા સાથે પિતાપુત્રનો સંબંધ હોય તેવી રીતે જેમ પુત્ર પોતાની વેદના અને સંકટો પિતાજીને જણાવે તેમ તેમણે એક લાંબો પત્ર તેઓશ્રી ઉપર લખ્યો. અને જણાવી દીધું કે જો આપ અમદાવાદ નહિ આવો તો હું મારા નવા મકાનની વાસ્તાની ક્રિયા કરીશ નહિ. અને હું આ નવા મકાનમાં પ્રવેશ કરવાનો નથી. આ પ્રમાણે મહારાજશ્રી ઉપર પત્ર લખ્યો. આ પત્ર મહારાજશ્રીના વાંચવામાં આવતાં અને આવો દઢ નિશ્ચય જાણી મહારાજ શ્રીએ એ પત્રનો જવાબ આપવાનો નિશ્ચય કર્યો. તે ઉપરાંત તેઓશ્રીને મારા પિતાજીમાં શ્રદ્ધા હતી. કે તે લીધેલી જીદ છોડતા નહિ. આ બાબતને જે ગૃહસ્થીઓ મારા પિતાજી સાથે સમાગમમાં આવ્યા છે, તે સારી રીતે જાણે છે. આવો દઢ નિશ્ચય મારા પિતાજીનો જાણી મહારાજશ્રીએ લખ્યું કે "ભક્તોને આધીન ભગવાન છે" અને ભક્તને આધીન ભગવાન વૈકુંઠ છોડી તેને સહાય કરવા ગયા હતા. તો હું કેમ નહિ આવું ? હું જરૂર આવીશ તો તમે ફીકર કરશો નહિ. હું અષાડ સુદ દશમને દિવસે ત્યાં આવીશ. આ પ્રમાણેનો હકારનો જવાબ મારા પિતાજી ઉપર આવતાં તેમના આનંદનો પાર રહ્યો નહિ. અને તે તાર આશ્રમમાં લઇ જઈ પ્રવચન વખતે સભા સમક્ષ વાંચી સંભળાવવામાં આવ્યો. તેથી અમદાવાદની પ્રજા જે નિરાશ થઈ ગઈ હતી તે ઉત્સુકતામાં આવી ગઈ, અને લોકોના મનમાં આનંદનો પાર રહ્યો નહિ. બીજી બાજુએ તે તારની સાક્ષી પુરવા એકાએક કૃષ્ણાનંદજી મહારાજ ઉપર તાર આવ્યો. તે પણ સભા સમક્ષ વાંચી સંભળાવવામાં આવ્યો એટલે જનતાની અંદર અનહદ આનંદ ઉભરાઇ આવ્યો. આ બતાવી આપે છે કે મહારાજશ્રી પ્રત્યે અમદાવાદની પ્રજાને કેટલો ભાવ ( પ્રેમ ) હતો.

## મહારાજશ્રીનું શુભાગમન.

૧૯૪૨ ના ઑગષ્ટ માસમાં સંવત ૧૯૯૭ ના અષાડ સુદ ૧૦ ને દિવસે તેઓ અમદાવાદ પધાર્યા. અને તેઓશ્રીનું લાખો માનવની મેદની વચ્ચે ભાવભીનું ભવ્ય સ્વાગત કરવામાં આવ્યું, અને ભવ્ય સરઘસ કાઢી તેમને સન્યાસ આશ્રમમાં લઈ જવામાં આવ્યા.

થોડા દિવસ સુધી આરામ લઈ તેઓશ્રીએ પોતાના પ્રવચનનો લાભ જનતાને આપવા માંડ્યો. થોડો વખત પ્રવચન કર્યું ન કર્યું એટલામાં તેમના ઉપર કુદરતી આફત આવી પડી અને અહિં આ તેમની તબીયત સારી રહેવા

લાગી નહિં. તેથી તેઓશ્રીએ આશ્રમ લેવાનો નિશ્ચય કર્યો. એક રાત્રીએ તેઓશ્રીને સ્વપ્ન આવ્યું કે મારો દેહ અમદાવાદમાં છુટી ગયો છે. આ સ્વપ્ન વિષે અહિંના પ્રખર જ્યોતિષ શાસ્ત્રી ગીરજાશંકર હરીશંકર જોષી તેઓશ્રીના દર્શનાર્થે આવ્યા હતા. ત્યારે તેમને આ સ્વપ્ન વિષે કહેવામાં આવ્યું પણ તેમણે ઉત્તર આપ્યો કે આ સ્વપ્નથી આપનું આયુષ્ય વધશે, પણ મહારાજશ્રીને ખાતરી થઈ ગઈ કે હું હવે થોડા વખતનો જ મહેમાન છું. આ અરસામાં કાશીથી મહારાજશ્રીના અંગત કામ માટે એ મહાત્મા મળવા આવ્યા. તે વખતે મહારાજશ્રીની તબીયત તો સારી હતી જ નહિ. પણ તેઓશ્રી તે વખતે શુદ્ધમાં તો હતા જ. થોડા વખત પછી કૃષ્ણાનંદજી અને નિષ્કલાનંદજીને બોલાવવામાં આવ્યા, અને તેઓશ્રીએ પોતાનું ભવિષ્ય આ બંને આગળ કહી દીધું કે હવે હું બે ત્રણ દિવસનો જ મહેમાન છું. આ સ્થળ તો મારે મન કાશી જ છે. તો દેહ ત્યાગ પછી તે શરીરને કાશી લઈ જવાની જહેમત ઉઠાવશો જ નહિ. આ પ્રમાણે થોડા વખત સુધી વાતચીત કરીને તેઓશ્રીએ ત્રણ દિવસની સમાધિ લઈ લીધી.

## મહારાજશ્રીની સમાધી અવસ્થા.

આ વખતનું વર્ણન કરવાને હું અશક્તિમાન છું છતાં પણ મારા જ્ઞાન પ્રમાણે જેટલું કરૂં તેટલું ઓછું છે. તે વખત એ હતો કે તેઓશ્રીનું મુખારવિંદ જે ભાવિકોએ જોયું હશે, તેઓને ખબર હશે કે તેઓશ્રીનું મુખારવિંદ ગુલાબના ફુલ જેવું ગુલાબી અને સૂર્ય જેમ પોતાના પૂનઃ પ્રકાશથી દુનિયાને દીપાવી રહ્યો હોય અને તેજસ્વી બનાવી રહ્યો હોય તેમ તેઓશ્રીનું લલાટ દીપી રહ્યું હતું. અને તેઓશ્રીને જે ગુલાબી રજાઈ ઓઢાઢવામાં આવી હતી, તે રજાઈની બરાબર તેઓશ્રીના શરીરનો રંગ લાગતો હતો. અને સાક્ષાત શંકર ભગવાન સમાધિસ્થ હોય તે પ્રમાણે આ દેખાવ દેખાતો હતો. તે ઉપરાંત પવન વેગે નગરમાં મહારાજશ્રીની ગંભીર તબીયતના સમાચાર સાંપડતાં નગરજનો શોકમાં ગરકાવ થઈ ગયા. તેઓશ્રીના દર્શનનો લાભ લેવા લાખો મનુષ્યોની મેદની જમા થઈ ગઈ. અને તે વખતે જુવાનીઆઓને સ્વયં સેવકો થવું પડયું, કે જેથી તેઓશ્રીની સમાધી ભંગ થાય નહિં. અને શાંતિથી લોકો દર્શનનો લભ લઈ શકે. જેમ જેમ આસપાસના પરાંઓ અને ગામડાંઓમાં તેઓશ્રીની માંદગીના સમાચાર સાંભળતાં જ લોકો તેઓશ્રીના દર્શનાર્થે ઉભરાવા લાગ્યા.

(મહારાજશ્રીના સમાધી અવસ્થા દ્વારા દેહ ત્યાગ)

શ્રાવણ વદ ૧૦ ને રવિવારના રોજ તેઓશ્રીએ પોતાના ક્ષણભંગુર દેહનો ત્યાગ કર્યો, અને કાયમને માટે સમાધી લઈ લીધી. પણ કુદરતનો નિયમ ઉલટો જ છે, જે કાર્ય માટે મહારાજશ્રીને બોલાવવામાં આવ્યા હતા તે કાર્ય પુરૂ થયું નહિં. અને જે દિવસે મારે ઘેર વાસ્તાની ક્રિયા હતી. તેને આગલે દિવસે તેઓશ્રીએ પોતાના આત્માને શરીરથી અહંકાર રહીત કરી નાખ્યો. પ્રભુની કુદરત અજબ છે! મનુષ્ય ધારે છે કાંઈ અને કુદરત કરે છે ક્રાંઈ, જે કાર્ય માટે બોલાવવામાં આવ્યા હતા તે કાર્ય નહિ થતાં તેઓશ્રીના શરીરને જળ સમાધિ આપવાની ક્રિયા કરવાની ફરજ પડી.

તે એક દિવસ હતો કે જે આશ્રમની અંદર તરેહ તરેહનાં ફુલ થતાં હતાં અને જેની સુગંધી ફેલાઈ રહી હતી, ફુવારામાંથી ઝીણાં ઝરમર ઝરમર પાણી ઉડી રહ્યાં હતાં, લોકો આનંદથી પ્રવચનનો રસ લઈ રહ્યા, હતા, વાદળ સ્વચ્છ હતું અને ઠંડો પવન ફુંકાતો હતો. દરરોજ પક્ષી કલ્લોલ કરી રહ્યાં હતાં ઝાડ લીલોતરીવાળાં હતાં અને રાત્રી ચંદ્રમાના પ્રકાશથી દેદીપ્યમાન હતી તે વખતે આશ્રમના દેખાવનું દશ્ય શ્વેત ચાંદનીની માફક પ્રકાશીત હતું. શ્રાવણ વદ ૧૦ને રવિવારના દિવસે આશ્રમનો દેખાવ ફળ ફુલ અને સુગંધ વગરનો ન હોય તેવો! ફુવારામાંથી જે ઝરણાં ફૂટી રહ્યાં હતાં તે જાણે શોષાઈ ગયાં ન હોય તેવાં! ઝાડ, પાન, પત્ર જાણે સમુળગાં ખરી પડ્યાં ન હોય તેવાં? પક્ષીઓ આ શહેર છોડી જાણે જંગલોમાં ચાલ્યાં ગયા ન હોય, અને તેઓશ્રીના શોકમાં ગરકાવ થઈ ગયાં ન હોય તેવાં? અને ઘનઘોર વાદળ જાણે છવાઈ ગયું ન હોય તેવું? અને મનુષ્યો પોતાની દીલસોજી બતાવી રહ્યાં હોય તો? તેવાં દિવસ ઉજ્જડ વેરાન લાગતો હતો.

## શ્મશાન યાત્રા

તેઓશ્રીની શ્મશાન યાત્રા ઘણી ભવ્ય હતી. અને લોકોની મેદની લાખોની સંખ્યામાં હતી. અને તેઓશ્રીને એરોપ્લેન દ્વારા કાશી લઈ જવામાં આવનાર છે. એવા ખબર પડતાં લોકોની મેદની કેમ્પના રસ્તે એરોડ્રામ તરફ ગઈ. પણ પાછળથી માલમ પડયું કે હાલના સંજોગો અનુસાર એરોપ્લેનની સગવડ થઈ શકે તેમ નથી. એટલે તેઓશ્રીને જળસમાધિ આપવાનો નિશ્ચય કર્યો. તે દિવસે તેઓશ્રીના માન ખાતર આખા શહેરમાં હડતાળ પાડવામાં આવી અને આખું શહેર શ્મશાનવત લાગતું હતું. અને કોઈ

પણ જાતનો ઉલ્લાસ જોવામાં આવતો નહોતો. ઉપરાંત લોકોનાં મુખારવિંદો નિરાશા ભર્યાં માલમ પડતાં હતાં. લોકો તો ત્યાં સુધી બોલતા હતા કે હવે આવા મહાન પુરૂષ મળવા મુશ્કેલ છે. કે જેઓએ લોકોની સેવામાં પોતાનું આખું જીવન ગરકાવ કરી નાખ્યું હતું. સન્યાસી વર્ગમાં તો આજે તેઓશ્રીની ભારે ખોટ પડી છે, કારણ કે તેઓશ્રી બધાને સમાન જાણતા હતા. અને કોઈના આત્માને દુઃખ થાય તો પોતે સહન કરી શક્તા નહિ. તેઓશ્રીના આશ્રમમાં ગૃહસ્થી કે કોઈ પણ મહાત્મા જતા તો કોઈ દિવસ ભોજન કર્યાં સિવાય જવા જ દેતા નહોતા.

તેઓશ્રીનો પ્રભાવ જનતાની અંદર ઉંડી છાપ પાડે તેવો હતો. તેઓ-શ્રી જેવા શાંત પ્રકૃતિના ગંભીર અને બીજાઓ ઊપર તરત જ ઊંડી છાપ પાડે તેવા મહાન પુરૂષો જુજ પ્રમાણમાં અમારા જોવામાં આવે છે.

કોઈ વ્યક્તિ તેઓશ્રીનું ભુંડું બોલતા તો કદી તેઓશ્રી તે વ્યક્તિ ઊપર ઉશ્કેરાતા નહોતા. પણ પોતે એમ માનતા હતા કે મારા પૂર્વજીવનની અંદર કાંઈ ખોડ ખાંપણ હોવી જોઇએ એમ કહી તેઓશ્રી હસી કાઢતા અને તેને સારો ઉપદેશ આપી વિદાય કરતા કે જેથી તે શરમિંદો પડી જતો.

અમદાવાદની જનતાનો મોટો ભાગ તેઓશ્રીને પોતાના ગુરુ તરીકે માને છે. અને તેઓશ્રીની પ્રતિમા ઘણાખરાના મકાનોની અંદર પૂજા સ્થાનમાં જોવામાં આવે છે. અને તેઓશ્રીના આપેલા ઉપદેશનો બરાબર અભ્યાસ કરતા માલમ પડે છે. હાલમાં તેઓશ્રીનું નામ ભાગ્યે જ અને કમનશીબે કોઈ વ્યક્તિ નહિ જાણતી હોય. બીજી રીતે નહિ તો વરસાદના અને તેઓશ્રીના દેહત્યાગના ચમત્કારથી આખા શહેરની જનતા તેઓશ્રીને જાણે છે. તેઓશ્રીએ તો આખા હિન્દુસ્તાનની આલમમાં પોતાના નામનો વિજય ડંકો વગાડી આ દુનિયાનો ત્યાગ કરી ચાલ્યા ગયા. હવે તો આપણે બધાને તેઓશ્રી પાછળ મુકી ગએલા ઉપદેશને અને ધર્મને આગળ ધપાવવાનું કાર્ય જ કરવાનું બાકી રહ્યું છે.

શ્રાવણ વદ ૧૦ને દિવસે મુશળધાર વરસાદ ગુજરાતમાં વરસતો હતો. છતાં પણ તેઓશ્રીને નર્મદાજીમાં જળસમાધિ આપવાનો દ્રઢ નિશ્ચય કર્યો. તેઓશ્રીને ૧૨ને મંગળવારના રોજ ભરૂચના પરમહંસ દેવ હંસદેવજી મહારાજની હાજરીમાં જળસમાધિ આપવામાં આવી અને સંન્યાસીને જે ક્રિયા કરવામાં આવે છે તે ક્રિયાથી તેઓશ્રીને જળસમાધિ આપવામાં આવી.

જ્યારે જળ સમાધિ આપવામાં આવી ત્યારે હજારો લોકોની આંખો-માંથી અશ્રુધારા વહેવા લાગી અને પરમહંસ હંસદેવે પણ લોકોની મેદનીમાં કહ્યું કે આપણે આજે ભારતવર્ષમાં એક મહાન પુરૂષ ગુમાવ્યો છે. અને તે ખોટ કોઈ પણ પુરી શકશે નહિ. જે લોકોએ તેઓશ્રીની સેવાનો લાભ ઉઠાવ્યો છે. તે બધા પાવન થઈ ગયા છે. પોતાના દેહનો ઉદ્ધાર કરવા આવા મહાન પુરૂષોને સેવવા જોઈએ. દરેક મનુષ્યો એ ભારતભૂમિની અને કુદરતની પ્રાર્થના કરવી જોઈએ કે આવા મહાન પુરુષો સર્જે અને લોકોના જીવનનો અંધકાર દૂર કરી તેઓનો ઉદ્ધાર કરે.

### ભરૂચમાં મંદીર તથા મહારાજશ્રીની પ્રતિમાની સ્થાપના.

૧૯૯૮ ભરૂચમાં મહારાજશ્રીને જળસમાધિ આપ્યા તેઓશ્રીનું નામ અમર રાખવા માટે થોડાક દીવસ પછી સાંણુંદ સ્ટેટનાં રાજમાતા શ્રીહીરબા-સાહેબે પોતાના મનમાં સંકલ્પ કર્યો કે તે જગ્યા ઉપર ગુરૂમહારાજશ્રીનો સ્મારક બનાવવો જોઈએ. થોડા વખત પછી કૃષ્ણાનંદ મહારાજશ્રીએ જગ્યા આશ્રમ માટે જોવાનો વિચાર કર્યો. અને થોડા જ વખત દરમ્યાન ભરૂચમાં બે ત્રણ ગૃહસ્થોએ અને સાણંદનાં રાજમાતાએ અને અમે બધા ભેગા મળીને જગ્યા રાખી, ત્યાં પ્રથમ મંદિર બંધાવવાનું કામકાજ શરૂ કર્યું. અમે તેટલા ખર્ચે પણ મંદિર બંધાવવાનું બીડું સાંણંદનાં રાજમાતાએ ઝડપ્યું. અને ત્યાં જયેન્દ્રેશ્વર મહાદેવનું મંદિર બંધાવવામાં આવ્યું. અને મહારાજશ્રીની મૂર્તિની પ્રતિષ્ઠા કરવાનો વિચાર કર્યો. મૂર્તિ ખાસ કરીને જયપુર બનાવવા આપવામાં આવી. અને કારીગરે આબેહુબ મૂર્તિ બનાવી આપી, અને તેની પ્રતિષ્ઠા શુભ દિન વૈશાખ સુદ પાંચમ ને રોજ નક્કી કરી, ભવ્ય રીતે મૂર્તિની પ્રતિષ્ઠા કરવામાં આવી. તેની ક્રિયા ઉપર હજારો માણસો ભરૂચ ગયા. અને તે દિવસે જાણે ભરૂચમાં મેળો ભરાયો ન હોય? તેવો પ્રસંગ લાગવા માંડયો, વૈશાખ સુદ પાંચમની રાતનો આછો આછો ચંદ્રમા પોતાનાં શિતળ કિરણો તે મહાદેવના ઉપર અને મહારાજશ્રીની પ્રતિમા ઉપર પાડતો હતો. તે ઉપરાંત મહારાજશ્રીની પ્રતિમાની સ્થાપના એવી રીતે કરવામાં આવી હતી. કે દિવસના ભાગમાં સૂર્ય પોતાનો પૂર્ણ પ્રકાશ તે મૂર્તિ ઉપર આપતો હતો. અને રાત્રે ચંદ્રમા પોતાનાં શિતળ કિરણો મહારાજશ્રીના મુખારવિંદ ઉપર પાડતો હતો. અને જાણે મહારાજશ્રીની પ્રતિમા કોઈ પ્રવચન આપી રહી ન હોય! તેવો આબેહુબ ભાસ થતો હતો. અને તે જગ્યા એટલી બધી રમણીય છે કે જેની પૂર્વ દિશાએ ટ્રેઇન જવાનો લોખંડનો

પૂલ આવેલો છે. અને તે મંદિર પાસે થઇને નિર્મળ સરિતા નર્મદા વહી રહી છે. અને આસપાસ ફળફૂલ વાવીને વિશાળ બાગ જેવું બનાવવામાં આવ્યું છે.

અને નર્મદાજી મહારાજશ્રીની પ્રતિમાને પોતે આવીને સ્નાન કરાવી ન જતાં હોય એમ લાગે છે. આ આખો પ્રસંગ મારી આંખ આગળ તરી આવે છે. અને ત્યાં ગરમી તો માલમ પડતી જ નથી. આ નિરાલી જગ્યા એટલી બધી રમણીય લાગે છે કે ત્યાંથી પાછા ફરવું એટલે ઘરમાં કોઈ માણસના સ્વર્ગવાસ થયા જેવું લાગે છે. અને સંસારનો ત્યાગ કરવાને થોડા વખત માટે ઇચ્છા થાય છે. હાલમાં ત્યાં આશ્રમ બંધાવવાનું કામકાજ ચાલુ છે. અને બે ગૃહસ્થો તરફથી આશ્રમની અંદર બેઠા ઘાટનો બંગલો બાંધવાનું કામ પણ શરૂ થઈ ગયું છે. અને લગભગ હવે પુરૂં થવા પણ આવ્યું છે. આ જગ્યા હવે કાયમ ખાતર હિંદુઓ માટે તિર્થનું ધામ બની જશે. અને લાખો માણસોનો સમૂહ તેઓશ્રીના શંકર સ્વરૂપ દીને મેળાના રૂપમાં જશે અને તે રમણીય સ્થળ જોવાનો અને મહારાજશ્રીની પ્રતિમાના દર્શનનો અમુલ્ય લાભ લેશે.

### અમદાવાદમાં પણ મંદીર તથા પ્રતિમાની સ્થાપના.

૧૯૯૯, ભરૂચમાં પ્રતીમાની પ્રતીષ્ઠા થયા બાદ. અમદાવાદમાં સંન્યાસાશ્રમમાં શ્રી વિશ્વનાથ ભગવાનનું કોઈ સ્વતંત્ર મંદીર ન હોવાથી ખીજા થઈ પ્રોત્સાહીત થતા શ્રીમાન્ શેઠ ભોગીલાલ બાલાભાઈએ પોતાના સદ્ગત પિતાશ્રીના સંસ્મરણાર્થે શ્રી કાશી વિશ્વનાથના મંદીરની પ્રતિષ્ઠા કરી.

ભરૂચમાં મહારાજશ્રીની પ્રતિમાની પ્રતિષ્ઠા થઈ ગઈ એટલે અમદાવાદમાં પણ મૂર્તિની સ્થાપના કરવાનો વિચાર થયો. કારણ કે અમદાવાદ તો મહારાજશ્રીનું કાયમનું સ્થાન હતું. તેઓશ્રીની પ્રતિમાની પ્રતિષ્ઠા કરવાનો વિચાર ચાલતો હતો તેવામાં એક શોકજનક બનાવ બની ગયો. તે બનાવ એ હતો કે ૨૧ વર્ષની પુખ્ત ઉંમરના મહેન્દ્રકુમાર સ્વર્ગવાસી થયા, તેથી અમદાવાદમાં આ બાબતની સ્નેહીઓ અને સગાં વહાલાંઓને ખબર પડતાં હાહાકાર થઈ ગયો. અને લોકોએ ત્યાં સુધી કહ્યું કે ધાડ તો ભક્તને ત્યાં જ હોય છે. તેવી રીતે એક કુદરતી ફટકો મારા પિતાજીને પડ્યો. પણ મેં તે દુઃખ ભુલી જઇને મહારાજશ્રીની પ્રતિમાની પ્રતિષ્ઠા કરવાનો વિચાર કર્યો, અને સ્વર્ગસ્થ મહેન્દ્રકુમાર છબીલરાય ઇનામદારના સ્મરણાર્થે તે મૂર્તિની સ્થાપના આસો સુદ ૧૦ વિજયા દશમીને દિવસે મૂર્તિની સ્થાપના કરવાનું કાર્ય આરંભ્યું, 'ગુજરાત

સમાચાર' અને 'સંદેશ' જેવા દૈનિક સમાચારમાં જનતાને ખબર આપવામાં આવી કે આસો સુદ ૧૦ને વિજયાદશમીના દિવસે મહારાજશ્રીની પ્રતિમાની સ્થાપના કરવામાં આવશે.

આ જાણુ થતાં અમદાવાદની જનતાની લાખો માણસની મેદની વચ્ચે તે ભવ્ય તિથિ ઉજવવામાં આવી. આ પ્રસંગ ઉપર કાશીના પ્રખર વિદ્વાન્ પંડિતોને આમંત્રણ આપવામાં આવ્યું હતું. અને અમદાવાદના વિદ્વાન પંડિતોને પણ આમંત્રણ આપવામાં આવ્યું હતું.

લોકોની ઠઠ તો એટલી બધી થઈ હતી. કે શ્વાસ લેવો પણ ભારે પડી જાય તેવી સ્થિતિ ઉપસ્થિત થઈ હતી. આ વખતે સૂર્ય દેદીપ્યમાન હતો. અને પોતાનો સ્વયં પ્રકાશ આ પ્રતિમા ઉપર આવ્યા કરતો હતો.

### આશ્રમની શોભા.

આ મૂર્તિની સ્થાપના એવી સરસ રીતે કરી છે કે આશ્રમની પૂર્વ બાજુએ સાબરમતી નદી વહે છે. અને પશ્ચિમ બાજુએ બાગ અને વચ્ચે ફુવારો મુકવામાં આવ્યો છે. અને મંદિર એવું ઠંડકવાળું બાંધવામાં આવ્યું છે કે ત્યાંથી ઉઠવું પણ ન ગમે એવી રમણીય જગ્યા માલમ પડે છે.

અહિંઆં દરરોજ નિયમિત રીતે પ્રવચન થયા કરે છે. ને દર ચાતુર્માસે મંડલેશ્વરને આમંત્રણ આપવામાં આવે છે. હજારોની સંખ્યામાં જનતા તે પ્રવચન સાંભળવાનો અને મહારાજશ્રીની પ્રતિમાના દર્શનનો લાભ ઉઠાવે છે.

અમદાવાદની જનતાનાં અહોભાગ્ય કે આવા મહાન પુરૂષે પોતાની સ્થુલ કાયા અમદાવાદને અર્પણ કરીને આપણને ઋણી બનાવ્યા. આપણે તેઓશ્રી માટે ગમે તેટલું કરીએ છતાં પણ આપણે તેઓશ્રીના દેવાદાર જ છીએ. માટે તેઓશ્રીના દેવામાંથી મુક્ત થવા આપણે કુદરતને તેઓશ્રી જેવા મહાન પુરૂષ સર્જવા માટે આપણે આપણા તનમનથી પ્રાર્થીએ એટલું ઓછું જ છે.

અમદાવાદના રહેવાસીઓમાંથી જેટલા લોકો તેઓશ્રીના સત્સંગમાં આવ્યા છે. તે બધાનાં હૃદયમાં તેઓશ્રી હંમેશને માટે બિરાજમાન થયેલા છે.

જે મનુષ્યને તેઓશ્રીનો સાક્ષાત્કાર કરવો હોય તો તે ખરા દિલથી તેઓશ્રીનું રટન કર્યાજ કરે તો તેના હૃદયમાં હંમેશને માટે બિરાજમાન થશે.

ૐ ગુરૂ આશિર્વાદ.

॥ ઇતિ શિવમ્ ॥

# મહારાજશ્રીનો મહિમા

મહિમા એટલે શું ? મહિમા એટલે મહાન પુરુષના ગુણગાન ગાવાં અને તેઓનો મુખ્ય ઉદ્દેશ શો છે તે સમજી તેને અમલમાં મુકવો અને બને તેટલાં વખાણ કરવાં અને તેઓશ્રીના દેવામાંથી મુક્ત થઈ તેઓશ્રીના નામનો વર્ણનાત્મક મહિમા ગાવો તેને મહિમા કહે છે.

મહારાજશ્રીના આત્માની કીંમત જનતાને તેમ જ કુદરતને હતી, તેઓશ્રીના શરીરની કીંમત જનતાના હૃદયની અંદર કાયમને માટે કોતરાયેલી રહેશે. તેઓશ્રીના શરીરની અમુલ્ય કીંમત જેટલી આંકીએ તેટલી ઓછી જ છે.

તેઓશ્રીના દેહને હિમાલયની ઉપમા આપતાં કાંઈક અંશે અતિશયોક્તિ જેવું લાગે તો તે કાર્ય નિંદાને પાત્ર લેખાય નહિ તેઓશ્રીના દેહને હિમાલયની ઉપમા આપી ઉંચી કક્ષાએ લઈ જવો એ લેખકની લખવાની શૈલી ઉપર આધાર રાખે છે.

હિમાલય જેમ નાના મોટા પર્વતો શિખરો, નદીઓ, અને બરફના પહાડો ટકાવી રાખવાની શક્તિ રાખે છે અને ભાર સહન કરે છે છતાં પણ કોઈ દિવસ ક્રોધાયમાન થતો નથી, પણ પોતાનો ચીરસ્થાયી ઉલ્હાસ અને મોટું મન ધારણ કરતો હોય એમ માલમ પડે છે તેવી રીતે મહારાજશ્રી દુનિયા ઉપરની આવી પડેલી વિટંબણાઓ સુખો દુઃખો અને અજ્ઞાની મનુષ્યોનાં પત્થરોની દિવાલો કોતરી નાખે તેવાં કઠોર વચનો તેમ જ તેઓને જ્ઞાનના પ્રકાશમાં લાવતાં તેઓશ્રીને જે મહેનત ઉઠાવવી પડે છે તે તેઓશ્રીનો ચિરસ્થાયી ઉલ્હાસ ગંભીરતા અને ઉદાર મનનો પુરાવો કરે છે.

ઉનાળાના સમયમાં હિમાલયમાંથી જેમ નદીઓ બરફના પહાડો ઓગાળી પોતાના પ્રવાહોનો વેગ વધારી પર્વતો ઉપર નાચતી, ગાન કરતી છેવટે સપાટ પ્રદેશોમાં વહી દરિયાને મળીને શાંત થઈ જાય છે તેવી રીતે તેઓશ્રીના અગાધ જ્ઞાન બુદ્ધિ રૂપી નદી, પ્રખર વિદ્વાનો સાથે વાદવિવાદ કરી પોતાના જ્ઞાનને એવી રીતે અફળાવતા હતા કે તેમાંથી ચકમક ઝરી અજ્ઞાનને પ્રકાશિત કરી તેઓશ્રી તેઓને અગાધ વિદ્યાનું ભાન કરાવતા અને જ્ઞાનરૂપી પાણી પીવડાવી પોતાની મતિને શાન્ત કરી દેતા હતા. તેઓશ્રીનું માનસ સાગર જેટલું વિશાળ અને ગંભીરતા ધારણ કરેલું હતું. મહારાજશ્રીમાં સર્વગુણો

રહેલા હતા તેઓ શ્રી મહાન પુરૂષ તરીકે ખરેખર હતા. તે નીચેના દ્રષ્ટાંત ઉપરથી જાણી શકશો.

મહારાજશ્રી વિદ્યાની અંદર પ્રખર વિદ્વાન પુરૂષ હતા. તે સર્વ લોક સારી રીતે સમજી શકે છે. તેઓશ્રીએ ધર્મ અને વેદાંતનો હિંદભરમાં પ્રચાર કરવા માટે પોતાની જીંદગી તે કાર્યોમાં ખર્ચી નાંખી તેઓશ્રીએ અમદાવાદમાં એલિસબ્રીજ સાબરમતીના તીરે એક સંન્યાસ આશ્રમ સ્થાપ્યો. અને વેદાંતની અમૃત વાણીનો પ્રચાર કરી લોકોના અજ્ઞાનને દૂર કરી જ્ઞાનનો અખંડ પ્રકાશ ફેલાવ્યો.

મહારાજશ્રીમાં નમ્રતા હતી તેનો પુરાવો એ છે કે તેઓશ્રી દરેકને નમ્રતાથી સવાલનો જવાબ આપતાં પછી ભલેને તે રાજા મહારાજા કે ગરીબ હોય ? તેઓશ્રીની ચાહના બંન્ને પક્ષ ઉપર સરખી હતી. છતાં પણ તેઓશ્રી ગરીબ ઉપર અહંભાવના રાખતા અને તેઓના સુખ દુઃખનાં સરખા ભાગીદાર રહેતા. તેઓશ્રી પાસે કોઈ નિરાશિત થઈ જતું તો પાછા ફરતી વખતે પ્રફુલ્લીત મુખારવિંદ સાથે આવતો એ તેઓશ્રીની નમ્રતાનો પુરાવો કરે છે.

મહારાજશ્રી પરોપકારી હતા તે ઉપરના ત્રણ દાખલાથી સમજી શકાશે. તેઓશ્રી હંમેશા પારકાનું ભલું કરવામાં રાજી રહેતા અને તેઓશ્રી મનુષ્ય ખાતર બદનામ થવામાં અને પોતાની કીર્તિ ઉપર પાણી ફરી જશે તેની ફિકર કર્યા વગર પારકાના ભલામાં પોતાનું હિત સમાયેલું છે તેવું તેઓશ્રી સમજતા હતા. પરોપકાર કરવાની ખાતર તો તેઓશ્રી મણ્ડલેશ્વરોમાં થતા વિખવાદને સમાવી દેવા માટે પોતાની બનતી કોશીશ કરતા આ દષ્ટાંત તેઓશ્રીના પરોપ-કારની સાબીતી પૂરે છે.

મહારાજશ્રીને ઇશ્વર પર શ્રદ્ધા હતી તેમાં લેશમાત્ર પણ શંકા જેવું નથી. તેઓશ્રી પોતાનો ઘણો ખરો વખત પ્રભુની ઉપાસનામાં કાઢતા અને કલાકોના કલાક સુધી સમાધિષ્ઠ રહેતાં અને તે પ્રમાણે સર્વને ઇશ્વર સ્તવન કરવાનો ઉપ-દેશ આપતા અને જપ જપવા માટેનો મંત્ર આપતા. જ્યારે મહારાજશ્રી માંદગીને બિછાને પડયા હતા ત્યારે તેઓશ્રીના હસ્તમાં માળા જોઇને તેઓ-શ્રીના પરમ શિષ્ય કૃષ્ણાનંદજી મણ્ડલેશ્વરે કહ્યું, "આપ જ્ઞાની થઇને અજ્ઞાનીની માફક આ શું કરો છો ?"

તેઓશ્રીએ તેમને ઉપદેશ આપ્યો, "એક વખત એક મહારાજાને ત્યાં કોઈ એક નોકર હતો તે હંમેશાં કચરો કાઢતો હતો ત્યારે તેને કચરો ફેંકવાની ટેવ હતી.

તેને એક દિવસ મહારાજનો પડી ગયેલો હીરો જડયો તેણે તે લઈ લીધો અને માલદાર બન્યો. તેની કચરો ફેંદવાની દરરોજની ટેવ જોઇને મહારાજાએ કહ્યું. હવે તને હીરો તો મલી ગયો હવે શા સારૂ કચરો ફેંદો છો ? ત્યારે નોકરે ઉત્તર આપ્યો જે કચરો ફેંદવાથી મને હીરો પ્રાપ્ત થયો તે હીરાથી હું માલદાર બન્યો તો શા સારૂ ન ફેંદુ ? તેવી રીતે હું મ્હારા અંતિમ સમયે શા માટે પ્રભુનું સ્મરણ ન કરૂં કે જેથી મને હીરારૂપી પ્રભુ મળી જાય અને આ અજરામર અવિકારી આત્માનો ક્ષણભંગુર દેહમાંથી ત્યાગ કરી દઉં.

મહારાજશ્રી પોતાના આત્માને બીજાના આત્માના જેવો ગણતા અને ઊંચ નીચનો ભેદભાવ રાખતા નહતા. કોઇના આત્માને દુઃખ થાય તો તે પોતાના આત્માને દુઃખ થયું હોય એવું સમજતા હતા.

અને દરેકના આત્માને પોતાના આત્મામાં જોવાની શક્તિ ધરાવતા હતા. તેનો દાખલો મેં મહારાજશ્રીના આગમનના વર્ણનમાં જણાવ્યો છે તે ઉપરાંત ઝાડ, પાન, ફળ, ફુલમાં પણ પોતાનો આત્મા છે એવું જ તે માનતા હતા. તેનો દાખલો મોજુદ છે. એક મહાત્માએ આશ્રમની અંદર આવેલા આસોપાલવના વૃક્ષમાં એક ખીલો માર્યો હતો જ્યારે તે મહારાજશ્રીના દેખવામાં આવ્યો ત્યારે તેઓશ્રીના મનને ભારે દુઃખ થયું અને સાચવી રહીને તે ખીલો ઉખાડી નાંખવાનું કહેવામાં આવ્યું. પણ જ્યારે તેમાંથી પાણી નીકળતું જોવામાં આવ્યું ત્યારે મહારાજશ્રીએ તેને ઉપદેશ કર્યો કે જુઓ આ વૃક્ષને કેટલું દુઃખ થાય છે ? આપણા શરીરમાં ખીલો મારે તો શું થાય ?

તે દ્રષ્ટાંત બતાવી આપે છે કે તેઓશ્રીએ જીવીત અને નિર્જીવ એમ બધી વસ્તુઓમાં પોતાનો આત્મા સમાયેલો છે એમ પુરવાર કરી બતાવ્યું હતું.

તેઓશ્રીમાં ૧. વિદ્યા, ૨. નમ્રતા, ૩. સદાચાર, ૪. પરોપકાર ૫. ઇશ્વર પર શ્રદ્ધા, ૬. પોતાના આત્માને દરેકના આત્મામાં જોવા એમ છ ગુણો તેઓશ્રીએ સંપાદન કર્યાં હતા. તેથી સાબીત થાય છે કે તેઓશ્રી એક મહાન વ્યક્તિ હતા.



# स्वामी श्री शिवानन्दजी धन्वन्तरि-गुरु वैद्यराज, योगी

## गीतामन्दिर, अहमदाबाद ।



गेयं गीता नाम सहस्रं, ध्येयं श्री पति रूप मजस्रम् ।
नेयं 'सज्जन, सङ्गे चित्तं, देयं दीन जनाय च वित्तम् ॥

वेद शास्त्र पुराणादि सद्ग्रन्थों में मनुष्य के कल्याण के लिए विस्तार के साथ सब कुछ लिखा गया है। वहाँ मनुष्य-जीवन के सम्बन्ध में क्या ? बल्कि—अखिल-विश्व की समस्या हल करने के उपाय बताये गए हैं। तथा सभी तरह की शङ्काओं का समाधान युक्ति युक्त प्रकार से किया गया है। यह कथन सुनने और कहने में जितना रुचिकर है उतना ही समझने में अति कठिन है। अर्थात्—सर्वसाधारण शास्त्रों की बातों को नहीं समझ सकते। उस के तत्त्व को सन्त-महात्मा ही सब को ठीक-ठीक बोधन करा सकते हैं। शास्त्र-समुद्र के मंथन करने वाले वे ही हैं। वे ही उन तत्त्वों को सर्व साधारण तक अनायास पहुँचाने में समर्थ हैं। फूलों के मधु को मक्षिका जैसा उद्यमी प्राणी ही सब तक पहुँचा सकता है। जिन महापुरुषों के तथा उन के सत्संग की महिमा शास्त्र-पुराणों में ऋषि-मुनि गायन कर गये हैं आज हम एक ऐसे ब्रह्मलीन संन्यासी महापुरुष के विषय में कुछ कहकर अपने रोम-रोम को सफल करना चाहते हैं जिन्होंने अकारण परोपकार भाव से संसार का कल्याण-साधन किया है। वे थे काशी निवासी श्री १००८ सत्परमहंस परिव्राजकाचार्य्य-वेदान्तभास्कर स्वामी श्री जयेन्द्रपुरीजी महाराज महामण्डलेश्वर।

छात्रावस्था में स्वामी जी के साथ पढने वाले जितने विद्यार्थी थे उन में आप सर्व प्रथम रहते थे। हमने आप को जिस विरक्त-स्थिति में छात्रावस्था में देखा था मण्डलेश्वर के प्रतिष्ठित पदारूढ होने पर भी अन्त तक आप उसी हालत में रहे। आप के ऊपर जैसी सरस्वती की कृपा थी वैसे ही आप लक्ष्मी के कृपापात्र भी रहे। आप के पास जो भी कुछ आता था ( बहुत कुछ आता था ) उसे साधु-सन्तों पण्डितों तथा विद्यार्थी आदि को बांट दिया करते थे। आपने काशीस्थ संन्यासि-संस्कृत-पाठशाला को जो अर्थाभाव के कारण मानो टूट ही चुकी थी उस का उद्धार कर के उसे कालेज ( महा विद्यालय ) का रूप प्रदान किया जो आज भी संस्कृत का प्रचार करता हुआ काशी में नामवरी के साथ चल रहा है। आपने अपूर्ण ब्रह्मसूत्र शारीरिक भाष्य के प्रथम खण्ड को पूर्ण कर के वेदान्त के जिज्ञासुओं की आकाङ्क्षा पूर्ण की। बद्री नारायण और कैलाश की यात्रा आपने स्वयं ही नहीं की प्रत्युत अनेक संन्यासियों को भी इस लाभ में सम्मिलित किया। आप जैसे ऊँचे दर्जे के उपदेशक थे वैसे ही उच्च कोटि के अध्यापक भी थे। आप श्रीने काशी में बहुत काल तक शास्त्राध्ययन कराया है।

यों तो आपने सभी देशों में घूमकर धर्म्मोपदेश दिया है, किंतु—इधर कुछ दिनों से आप की गुजरात देश पर बड़ी कृपा थी। अहमदाबाद के संन्यासि—आश्रम में श्री विश्वनाथ—संस्कृत—पाठशाला स्थापित करके उस देश में संस्कृत प्रचार में साहाय्य प्रदान किया।

आप की वेदान्त—सिद्धान्त में बड़ी निष्ठा थी, आप यथार्थ में ब्रह्मनिष्ठ, ब्रह्म-श्रोत्रिय संन्यासी थे। जैसे आप वेदान्ती थे, वैसे ही शंकर भगवान् के परम उपासक भी थे। आपने सनातनधर्म प्रचार में जो सहायता पहुँचाई वह वर्णनातीत है।

हम भगवान् शंकर से प्रार्थना करते हैं कि—स्वामीजी के अभाव से जो स्थान रिक्त हो गया है उस की पूर्ति हो, जिस से सनातनधर्म के प्रचार की धारा का अवरोधन होने पावे।

वेतो ब्रह्मनिष्ठ थे, ब्रह्म में लीन हो गये, अतः उन का शरीर आज इस पवित्र भारत भूमि पर उसी सङ्घात के रूप में नहीं है। किंतु यह जो उन के 'जीवन-चरित' का आयोजन हो रहा है, बस अब वही मूर्तिमान् होकर हमें पथ प्रदर्श करावेगा। राम, कृष्ण, व्यास, वशिष्ठ, आचार्य शङ्कर, आदि ऐश्वर्य पूर्ण विभूतियाँ आज हमारे साथ नहीं है, पर उन का उपदेश आज भी हमें वैसे ही अमृत पान करा रहा है, जिस प्रकार उस समय करा रहा था जब उन का पाँच भौतिक स्वरूप हमारे साथ था।

अब तक ऐसे महापुरुष का जीवन चरित हमारे सामने न होना बड़ी त्रुटि की बात थी। जिन सज्जनों के हृदय में यह शुभ प्रेरणा हुई उस की हम प्रशंसा करते हैं।

हम ब्रह्मीभूत महानिर्वाण पीठाधीश महामण्डलेश्वरजी के चरणों में श्रद्धा-ञ्जलि समर्पित करते हुए अपने कथन को इस लिए यहीं समाप्त कर देने पर बाध्य होते हैं कि ऐसे सन्त के गुणगान करने के लिए 'असित गिरिसमं स्यात्' श्लोक में वर्णित सामग्री हमारे पास नहीं है। फिर भी हम इतना अवश्य कहेंगे कि—साधु-समाज का उन्होंने बड़ा उपकार किया है। सन्तों के पठन भोजन निवास आदि के लिए काशी में पाठशाला, अन्नसत्र, मठ, बगीचा बनाकर बहुत सौकर्य प्रदान किया है। और सब से बड़ी बात तो यह कि—गृहस्थों को सदुपदेश देकर साधुओं के प्रति बदले हुए उन के विपरीत भाव को संशोधित कर दिया।

आज भी आप का नाम करण किया हुआ गोविन्द-मठ महासंस्थान अनेक संन्यासियों की पवित्र सेवा सम्पादन कर रहा है। ऐसे प्रातः स्मरणीय महापुरुष के प्रति कृतज्ञता प्रकट करते हुए हम नतमस्तक होते हैं। इति शम्।

—※—

गीताधर्म प्रेस, [illegible], काशी।

